૨૨૭૪

# શ્રી સુબોધ સ્તવનાવળી.

જૈન ધર્માવલંબી સાહેબોને સારૂ.

આ પુસ્તકને

યથામતિ સંશોધન કરીને

શ્રી ભાવનગરના રેહવાસી ઝવેરી ભીમચંદ ધરમસી

તથા શા૦ ઝવેર ડાહ્યાયેં

શા૦ ભીમસિંહ માણકની મારફત

શ્રી મુંબઈ મધ્યે,

ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યુંછે.

સંવત ૧૯૪૦ સને ૧૮૮૪.

કીમત બે આના.

## અથ શ્રીમદ્યશોવિજયજી કૃત ધમાલ.

ચિદાનંદઘન પરમ નિરંજન, જનમન રંજન દેવ ॥ લલના ॥ વામાનંદ જિન-પતી થુણીએં, સુરપતી જસ કરે સેવ ॥ મનમોહન જિનજી ભેટીએં હો ॥ એ આંકણી ॥ ૧ ॥ જાય જૂઈ ચંપક કેતકી, દમણો ને મચકુંદ ॥ લલના ॥ કુંદઈંદુ રૂચિ સુંદર જોરો, પૂજીએં પાસજિણંદ ॥ મન૦ ॥ ૨ ॥ કેસર ઘોળી ઘસી ઘન ચંદન, આનંદ ઘનસાર ॥ લલના ॥ પ્રભુકી પૂજા કરો મન રંગેં, પાઈયેં પુણ્ય સફાર ॥ મન૦ ॥ ૩ ॥ અંગે ચંગી આંગી બનાવી, અલંકાર અતિ સાર ॥ લલના ॥ દ્રવ્યસ્તવ વિધિ પૂરણ વિરચો, ભાવિએં ભાવ ઉદાર ॥ મન૦ ॥ ૪ ॥ પરમાતમ પૂરણ ગુણ પ્રત્યક્ષ, પુરૂષોત્તમ પરધાન ॥ લલના ॥ પ્રગટ ભાવ પ્રભાવતી વલ્લભ, તું જયો સુગુણ નિધાન ॥ મન૦ ॥ ૫ ॥ જો તુઝ ભક્તિ મોરી મુઝ મન, વન વિચરે અતિચિત્ત ॥ લલના ॥ દુરિત ભુજંગમ બંધન ત્રૂટે, તો સઘળો જગમિત્ત ॥ મન૦ ॥ ૬ ॥ તુઝ આણા શિર વેલી મુઝ મન, નંદનવન જિહાં રૂઢ ॥ લલના ॥ કુમતી કદાગ્રહ કંટક શાખા, સંભવે નહીં તિહાં ગૂઢ ॥ મન૦ ॥ ૭ ॥ ભક્તિ રંગ તુઝ આણારાધન, દોય ચક્ર સંચાર ॥ લલના ॥ સહસ અઢાર અંગ રથ ચાલે, વિઘન રહિત શિવ ધાર ॥ મન૦ ॥ ૮ ॥ ગુરૂ ઉપદેશેં જો મુઝ લાગ્યો, તુઝ શાસનકો રાગ ॥ લલના ॥ મહાનંદ પદ ખેંચ લહેગો, જ્યું અલી કુસુમ પરાગ ॥ મન૦ ॥ ૯ ॥ બાહિર મન નિકસન નહી ચાહત, તુઝ શાસનમાં લીન ॥ લલના ॥ ઉમગ નિમગ કરી નિજ પદ રહેવે, જ્યું જલનિધિ જળ મીન ॥ મન૦ ॥ ૧૦ ॥ ઓરનકી

ગણતી નપાવું, જો તું સાહીબ એક ॥ લલના ॥ ફૂલ વાસના દૃઢ નિજ મનકી, જ્યું અવિચલ પદટેક ॥ મન૦ ॥ ૧૧ ॥ મુઝ તુજ શાસન અનુભવકો રસ, ક્યુંકરી જાણે લોગ ॥ લલના ॥ અપરિણીત કન્યા નવી જાણે, જ્યું સુખ દૈત સંજોગ ॥ મન૦ ॥ ૧૨ ॥ તું સાહિબ હું સેવક તોરો, એ વ્યવહાર વિભાગ ॥ લલના ॥ નિશ્ચયનય મત દોનુંવિચ્ચે, હે નહીં ભેદકો લાગ ॥ મન૦ ॥ ૧૩ ॥ મન વચનાદિક પુદ્ગળ ન્યારો, ન્યારો સકળ વિભાગ ॥ લલના ॥ શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ઘટના, તુઝ સમ શુદ્ધ સ્વભાવ ॥ મન૦॥ ૧૪ ॥ તું ઘટ અંતર પ્રગટ વિરાજે, જ્યું નિર્મલ મણી-કંત ॥ લલના ॥ બાહીર ઢૂંઢત મૂઢ નપાવે, જ્યું મૃગમદ મૃગ ભ્રાંત॥ મન૦ ॥ ૧૫ ॥ ગુણઠાણાદિક ભાવેં મિશ્રિત, સબ માંહે તુઝ અંશ ॥ લલના ॥ ખીરનીર જિમ ભિન્ન કરતહે, ઉજ્જવળ અનુભવ હંસ ॥ મન૦ ॥ ૧૬ ॥ આતમ જ્ઞાન દશા જબ લાગી, વૈરાગી તુઝ જ્ઞાન ॥ લલના ॥ સોપાવે જ્યું રત્ન પરીક્ષા, પેખત રત્ન પ્રધાન ॥ મન૦ ॥ ૧૭ ॥ પુણ્ય પ્રકૃતિ દેવનકો કારણ, મૂઢ લહે નહીં ધર્મ ॥ લલના ॥ જ્યું પીરો કોઈ અંધ નમાને, લહત ન અંતર મર્મ ॥ મન૦ ॥ ૧૮ ॥ ગંધ રૂપ રસ ફરસ વિવર જત, નધરે તિહાં સંઠાણ ॥ લલના ॥ અણઅવતાર અશરીર અવેદી, તું પ્રભુ શુદ્ધ પ્રમાણ ॥ મન૦ ॥ ૧૯ ॥ કેવળજ્ઞાન દસા અવલોકે, લોકા-લોક પ્રમાણ ॥ લલના ॥ દરસન વીર્ય ચરણ ગુણધારો, સો સેવત સબ અહીઠાણ ॥ મન૦ ॥ ૨૦ ॥ સત્તા શુદ્ધ અરૂપી તોરો, નહીં જગકો વ્યવ-હાર ॥ લલના ॥ કહા કહી કછુ કહત ન આવે, તું પ્રભુ અલખ અપાર॥ મન૦ ॥ ૨૧ ॥ દીપ ચંદ્ર રવિ ગ્રહગણ કેરો, જિહાં પસરત નહીં તેજ ॥ લલના ॥ તિહાં એક તુઝધામ બિરાજે, નિર્મલ ચેતન સેજ ॥ મન૦ ॥

૨૨ ॥ આદીરહીત અજરામર નિર્ભય, વ્યાપક એક અનંત ॥ લલના ॥ શુદ્ધ પ્રકૃતિ અકષાય અમાયી, તું પ્રભુ બહુ ગુણવંત ॥ મન૦ ॥ ૨૩ ॥ તુંમાતા તું તાતા ભ્રાતા, પોતા બંધુ મિત્ત ॥ લલના ॥ શરણ તુંહી તુજ સેવા કીજેં, દઢ કરી તનુ વચ ચિત્ત ॥ મન૦ ॥ ૨૪ ॥ પાગ આસ પૂરો અબ મોરો, અરજ એક અવધાર ॥ લલના ॥ શ્રીનયવિજય વિબુધ પય સેવક, જસકહે ભવજળ તાર ॥ મન૦ ॥ ૨૫ ॥

---

અથ

# શ્રી નીતિ વિજયજી મહારાજકૃત વીશ વિહરમાનજિન પૂજા પ્રારંભઃ॥

## ॥ દોહા ॥

શ્રીમનમોહન પાસજી, સકળ જંતુ હિતકાર ॥ સદગુરૂ ચરણ પસાયથી, ગુણી ગુણમાલાકાર ॥ ૧ ॥ પંચવિદેહેં વિહરતા, વિહરમાન જિનવીસ ॥ ભક્તિભરેં પૂજા રચું, ભારતી પૂરે જગીસ ॥ ૨ ॥ વિસ્તીરણ જિન મંદિરેં, થાપી જિનવર વીસ ॥ દ્રવ્યાષ્ટક પૂજાકરી, ભાવ અપૂર્વ જગીસ ॥ ૩ ॥ સીમંધર જુગમંધરૂ, બાહુ સુબાહુ સુજાત ॥ સ્વયંપ્રભ ઋષભાનન જિન, અનંતવીર્ય શુભગાત ॥ ૪ ॥ સુરપ્રભ વિશાળ વજ્રંધર, ચંદ્રાનન ચંદ્રબાહુ ॥ ભુજંગેશ્વર નમી વીરસેન, મહાભદ્ર જસ ચાહુ ॥ ૫ ॥ દેવજસાજિત વીર્યજિન, દરિસન કરો મનખાંત ॥ દ્રવ્યતે કારણ ભાવનો, સજ્જંભવ દૃષ્ટાંત ॥ ૬ ॥

## ॥ અથ સીમંધરજિન પૂજા ॥

॥ દોહા ॥

નૃપશ્રેયાંસ કુળ દિનમણી, સત્યકી માતા જાસ ॥
રૂકમિણી રાણી નાહલો, લંછન ઋષભનું તાસ ॥ ૧ ॥

ઢાલ ॥ પ્રથમ પૂરવદિસેં ॥ એ દેશી ॥ રાગ પ્રભાતિ ॥ ધન્ય તું ધન્ય તું સ્વામી સીમંધરૂ, ધન્ય તુજ સક્તિ વ્યક્તિ સનૂરી ॥ કાર્ય કારણ દસા સહજ ઉપગારતા, સુદ્ધ એકત્વ પરિણમનપૂરી ॥ નયરી પુંડરિગિણી સ્વર્ગપુરી સમ બની, જિહાં જિનવર વિચરે સદાએ ॥ ઋષભ લંછન મિસે બોધિ આરોપતા, આતમખેત્રેં પ્રગટે જદા એ ॥ ધ૦ ॥ ૧ ॥ સ્વામી ગુણ ઓલખી સાધી સાધકદસા, દર્શન સુદ્ધતા તેહ પામે ॥ જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી, કર્મઝંપી વસે મુક્તિ ધામેં ॥ ધ૦ ॥ ૨ ॥ યદ્યપિ ભાવ ત્રિકાલના જાણતા, તોપણ નિજ વીતક કહું એ ॥ ભૂલ્યો અભિમાનમેં ઝૂલ્યો પરભાવમેં, વિષય કષાય આશ્રવ બહુ એ ॥ ધ૦ ॥ ૩ ॥ સંવર વત્સલુ સુણીય સીમંધરૂ, જૈન દરસન અહિઆસતો એ ॥ આસ-નિજ પદ તણી સ્વામી અવલંબને, અનુપમ સુખનિત્યસાસતોએ ॥ ધ૦ ॥ ૪ ॥

ૐ હ્રીં શ્રીપરમ પુરૂષાય પરમાત્મને અનંત જ્ઞાન શક્તએ સીમંધર જિનવરાય દ્રવ્યાષ્ટકં યજામહે સ્વાહા ॥ ઇતિ ॥ એ મંત્ર, પૂજાદીઠ કહેવો.

## ॥ અથ શ્રીયુગમંધરજિન પૂજા ॥

॥ દોહા ॥

વપ્રવિજય વિજયાપુરી, સુધડ નરપતી નંદ ॥
માત સુતારા જનમીઓ, પૂરણ પૂનમ ચંદ ॥ ૧ ॥

ઘાતીકર્મને ક્ષયકરી, જ્ઞાન દરસન ધનભોગ ॥
યુગમંધર જિન પૂજિએં, સુચિકર ત્રિકરણ જોગ ॥ ૨ ॥

ઢાલ ॥ સંભવજિન અવધારીએ ॥ એ દેશી ॥

સાહેબ સાંભળો વિનતી, ઓલંભે અરદાસ સનેહી; હેજેં હસીય બોલાવતાં, કરસું ગુણ ગણ વાસ સનેહી. શ્રીજુગમંધરજિન સુણો ॥ એ આંકણી ॥ ૧ ॥ તારક નામ ધરાવતાં, તુમે તારોછો અનેક સ્નેહી ॥ તો કિમ પ્રભુ હું વીસરીયો, દેજો સમકિત છેક સનેહી ॥ શ્રી૦ ॥ ૨ ॥ લોક સ્વભાવે દેખતાં, એમ ન સરે મુજ કાજ સનેહી ॥ દાસ સ્વભાવેં જો ગણો, એટલે પામું રાજ સનેહી ॥ શ્રી૦ ॥ ૩ ॥ કરૂણાનિધિ કહિએ કિસ્યું, જાણો મનોગત ભાવ સનેહી॥ ભેદ ભાવ મૂકીપરો, મુજસ્યું રમો એક દાવ સનેહી ॥ શ્રી૦ ॥ ૪ ॥ સકળ પ્રદેશે સકિતમેં, જ્ઞાનદર્શન સુખ વીર્ય સનેહી ॥ ઉતપાદ વ્યય ધ્રુવ અનુભવી, ઉપાદાન અતી ધીર્ય સનેહી ॥ શ્રી૦ ॥ ૫ ॥ સંગ્રહનયથી અનાદિનો, એવંભૂત નય આદ્ય સનેહી ॥ બુદ્ધિ વિજય નિત્ય ધ્યાનથી, નિજગુણ સમતા જાદ્ય સ્નેહી ॥ શ્રી૦ ॥ ૬ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીબાહુજિન પૂજા ॥

### ॥ દુહા ॥

પુરિસુસિમા સુગ્રીવ પીતા, વિજયારાણી નંદ ॥
તેજે જળહલ દીપતો, વિચરે ત્રિભુવન ઈંદ ॥ ૧ ॥
જ્ઞાનીપણ વચને કરી, કહિ ન સકે જસપાર ॥
આતમ અનુભવ શું લહે, ચિદાનંદ વિસ્તાર ॥ ૨ ॥

ઢાલ ॥ તોરણથી રથ ફેરીઓ રે હાં ॥ એ દેશી ॥

બાહુજિણંદ કૃપામયી રેહાં, ચંદન શીતળ વાણ ॥ વારીમોરાસાહેબા ॥ દેવદાનવ વિદ્યાધરા રેહાં, સેવે જોરી પાણ ॥ વારીમોરાસાહેબા ॥ ૧ ॥ સુદ્ધાતમ બલ મુદ્‌ગરેં રેહાં, મોહ મદન કરી ઘાત ॥ વારી૦ ॥ રાજ લીઓ પ્રભુ આપણો રેહાં, પરમાનંદ વિખ્યાત ॥ વારી૦ ॥ ૨ ॥ ધર્મચક્રી વિચરે જિહાં રેહાં, કનક કમળ ઠવે પાય ॥ વારી૦ ॥ જોયણ સવાસો મંડળે રેહાં, રોગાદિક નવિ થાય ॥ વારી૦ ॥ ૩ ॥ ચરણ નૃપતિની નંદની રેહાં, કેવળ કમળા નાર ॥ વારી૦ ॥ વીતરાગના મેહેલમાં રેહાં, વિલસે જગત્ર આધાર ॥ વારી૦ ॥ ૪ ॥ ચોત્રીસ અતીસય સોભતા રેહાં, સાહેબ જગ સુલતાન ॥ વારી૦ ॥ જ્ઞાન દર્સન સુખ વીર્યની રેહાં, રિદ્ધિ અનંત અપાર ॥ વારી૦ ॥ ૫ ॥ એહવા પ્રભુની સેવના રેહાં, બહિરાતમ ત્યાગ વાન ॥ વારી૦ ॥ બુદ્ધિ નિતિ સુમતિ કહે રેહાં, આપોને સમકિત દાન ॥ વારી૦ ॥ ૬ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીસુબાહુજિન પૂજા ॥

॥ દોહા ॥

ભૂપ નિસિઢ વિનિતા પુરી, ભૂનંદાનો નંદ ॥
પદતળ કપી લંછન જસુ, સેવે સુરનર વૃંદ ॥ ૧ ॥
પુરણાનંદ સરૂપમેં, શ્રીસુબાહુ જિનરાજ ॥
વસ્તુ તત્વ ઓળખાણથી, આપે ચરણ જિહાજ ॥ ૨ ॥

ઢાલ ॥ હાંરે મારે ઠામ ધરમના સાઢા પચવીસ દેસ જો ॥ એ દેશી ॥

હાંરેમારે સુબાહુજિણંદશું લાગ્યો ધર્મ સ્નેહ જો, પૂરણ પુણ્યેં મળિયા આસય સુદ્ધથી રેલો ॥ હાંરેમારે છાંડી મિથ્યા દુર્જય નિંદ પ્ર-

માદ જો, નાઠી ભૂલ અનાદિ સમ્યક્બોધથી રેલો ॥ ૧ ॥ હાંરે મારે સહેજે પ્રગટયો નિજ પરભાવ વિવેક જો, અંતર આતમ સાધે સાધન સ્પષ્ટતા રેલો ॥ હાં૦ ॥ ત્યાગી પરપરિણતિ રસ રમણની રીઝ જો, જાગી આતમ અનુભવ સ્વાદની મિષ્ટતા રેલો ॥ ૨ ॥ હાં૦ ॥ સહેજે છૂટી આશ્રવ ચાલ અનાદજો, જાલમ પ્રગટી સંવર ભાવની શ્રેષ્ટતા રેલો ॥ હાં૦ ॥ બંધહેતુ જે પાપસ્થાન અઢારજો, તેપણ પામ્યા નિર્જરા સાચ ગરિષ્ટતા રેલો ॥ ૩ ॥ હાં૦ ॥ સુદ્ધ સરૂપે વળગ્યો ગુણ ઉપયોગ જો, તેથી પામ્યો ધ્યાયક ધ્યેય સમસ્તતા રેલો ॥ હાં૦ ॥ પરમાતમ પૂજાનું એ ફૂલ જાણજો, ચંદ્રવદન જિન ચોથા પ્રભુની સરલતા રેલો ॥ ૪ ॥ હાં૦ ॥ જગ સુખદાયક જંગમ સુરતરૂ સાખ જો, સેવકને ફળ આપો સમાધી લય વરે રેલો ॥ હાં૦ ॥ જે અતિ દુસ્તર જળધિ સમો સંસાર જો, બુદ્ધિવિજય નિત્ય ગોપદ સમ તેહીજ કરે રેલો ॥ ૫ ॥ કાવ્ય૦ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીસુજાતજિન પૂજા ॥

### ॥ દોહા ॥

દેવસેનથી નીપન્યો, દેવસેનાનો પુત્ર ॥
ભાનુ લંછન રાજતો, ત્રિભુવન પતીઅવધૂત ॥ ૧ ॥
ધ્યેય સ્વરૂપ જોગીસરૂ, અલખ અરૂપી રૂપ ॥
શ્રીસુજાત જિન પૂજતાં, પામે નિજ ગુણભૂપ ॥ ૨ ॥

ઢાલ ॥ બ્રહ્મચર્યપદ પૂજિએં ॥ એ દેશી ॥

ક્યુંજાણું ક્યું બની આવસે, શ્રીસુજાત જિન સેવહો ॥ વિનિત ॥ પુદ્ગળ પરિચય ત્યાગથી, કરવી જસ મન ટેવહો ॥ વિનિત ॥ શ્રીસુજાત

જિન સેવિએ ॥ એ આંકણી ॥ ૧ ॥ પરમાતમ સોહં કરૂં, વસ્તુગતે તે અલિપ્તહો ॥ વિનિત ॥ દ્રવ્યેંદ્રવ્ય મિલેનહીં, ભાવતે અન્ય અવ્યાપ્ત ॥ હો વિનિત ॥ ૨ ॥ શ્રી૰॥ આતમવિભુતિએં પરિણમ્યો, સહુ સાધકનો ધ્યેય હો ॥ વિનિત ॥ આગમબળે કાંઈ જાણીએ, મળતો તુમ પ્રભુ યોગ હો ॥ વિનિત૰ ॥ ૩ ॥ શ્રી૰ ॥ જડચળ જગની એઠનો, નઘટે ભવ્યને ભોગહો ॥ વિનિત ॥ ઉપાદાનતા આદરી, ત્યાગી અસુદ્ધ પ્રયોગ હો ॥ વિનિત૰ ॥ ૪ ॥ શ્રી૰ ॥ સહસકિરણ લંછન મીસે, દીપે અદ્‌ભુત વાનહો ॥ વિનિત ॥ બુદ્ધિવિજય નિત્ય ભકિતથી, માગે સેવા દાન હો ॥ વિનિત૰ ॥ ૫ ॥ શ્રી૰ ॥ કાવ્ય૰ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીસ્વયંપ્રભજિન પૂજા ॥

### ॥ દોહા ॥

નરપતિમિત્ર સુમંગળા, જાયા શ્રીજિનરાય ॥
પદતળ શશી લંછન ભળો, ત્રિભુવન પતી સુખદાય ॥ ૧ ॥
આત્મ બોધનો હેતુએ, સ્વયંપ્રભ જિનભૂપ ॥
ભાવધરી દ્રવ્યપૂજના, શિવસુખ લહે અનૂપ ॥ ૨ ॥

ઢાલ ॥ આચારજ ત્રીજે પદે ॥ એ દેશી ॥ રાગ કાફી ॥

સ્વામીસ્વયં પ્રભ દેસના, સુણો ત્યાગી સર્વજંજાલ રે ॥ પામી નરભવ દોહિલો, મતખોવો આળપપાળ રે ॥ સ્વામી સ્વયંપ્રભ દેસના ॥ એ આંકણી ॥ ૧ ॥ જીવ અનાદિ અનંતછે, કર્મસંયુત પ્રવાહરે ॥ ચારિત્ર શ્રુત દોય ભેદથી, ધર્મ પરખીયેં ત્રણ રાહરે ॥ ૨ ॥ સ્વા૰ ॥ એક કસને બીજે છેદથી, તાપ કનક કસોટીએ દાનરે ॥ જિહાં સા-

વધનિષેધછે, રાગાદિક નહીં સુભધ્યાનરે ॥ ૩ ॥ સ્વા૦ ॥ જિહાં સંયમ અપ્રમત્તતા, લીએ આહારાદિક સવિસુદ્ધરે ॥ ચ્છેદ સુદ્ધતે ધર્મછે, એણિપરે ભાંખે સ્વયં બુદ્ધરે ॥ ૪ ॥ સ્વા૦ ॥ જીવઅનાદિ અનંતછે, આસ્તિનાસ્તિ તેવિચારોરં ॥ તાપધર્મતે જાણીએ, ઓળખો આતમ નિરધારોરે ॥ ૫ ॥ સ્વા૦ ॥ મિથ્યાત્વાદિક બંધના, હેતુયેં કરી બાંધે કર્મરે ॥ સમ્યકતાદિક ભાવથી, ક્ષયકરી લહે શિવ સર્મરે ॥ ૬ ॥ સ્વા૦ ॥ એણી પરે ધર્મને આદરે, પાળે જે ધન્ય નર તેહરે ॥ બુદ્ધિ વિજય નિત્ય ધ્યાનથી, જ્ઞાન મહોદય ગેહરે ॥ ૭ ॥ સ્વા૦ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીરૂષભાનનજિન પૂજા ॥

॥ દોહા ॥

કીર્તિનૃપ કુળ તિલક સમ, વીરસેનાનો નંદ ॥
મૃગપતિ લંછન શોભતો, કનક દેહ જગચંદ ॥ ૧ ॥
ક્ષાયિકભાવ વિરાજતો, કર્મ કળુષતા દૂર ॥
રૂષભાનન જિન સેવતાં, ઉપજે અનુપમ નૂર ॥ ૨ ॥

ઢાલ ॥ અનીહાંરે વાહાલો વસે વિમલાચલેરે ॥ એ દેશી ॥

અનીહાંરે શ્રીરૂષભાનન જગવિભૂરે, સ્યાદવાદના ભાષણ હાર ॥ પૂર્વધાતકીખંડે જગધણીરે, વછછવિજય સુસીમા સાર ॥ ૧ ॥ સ્વામીવસે મહાવિદેહમાં રે ॥ એ આંકણી ॥ અનીહાંરે રાજરમણી રિદ્ધિ સહુ તજી રે, સંજમ શ્રીવરી શુભ વાન ॥ ક્ષપકશ્રેણી શુભધ્યાને ચઢી રે, પ્રભુપામ્યા કેવળ જ્ઞાન ॥ ૨ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ દોષઅઢાર રહિત પ્રભુ રે, ચાર મૂળઅતીશય ધાર ॥ ઓગણીસ દેવકૃતજાણીએ રે, કર્મક્ષયથી પ્રગટે

અગીઆર ॥ ૩ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ પુહવી મંડળમાંહે વિહરતા રે, રાગ રહિત ને ગુણ ગંભીર ॥ સ્વામી અભીનવો સાયરૂ રે, સમતારસ નિર્મલ નીર ॥ ૪ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ દેસના લહરો અતી ઘણી રે, જોજન વાણી તેગાજ ॥ ક્ષમાદિક નદી બાહુમલી રે, ભવજળ જંતુ હિત કાજ ॥ ૫ ॥ સ્વા૦ ॥ અ૦ ॥ ગણધર મેઘ સોહામણા રે, ત્રિપદી લહે સલિલ સનૂર ॥ સંજત ખેત્રમાં વરસતા રે, નિત્ય સંપતિ પુન્યપદૂર ॥ ૬ ॥ સ્વા૦ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીઅનંતવીર્યજિન પૂજા ॥

॥ દોહા ॥

મેઘ નરેસર મંગળા, નંદન પદ માતંગ ॥
નિજભાવે વરતે સદા, કેવળ કમળા રંગ ॥ ૧ ॥
નિત્યાદિક ભાવે રમે, અનંતવીર્ય જિન દેવ ॥
કુસમાદિકથી પૂજતાં, વંછિત ફળ સુખ હેવ ॥ ૨ ॥

ઢાલ ॥ ભક્તિ સુધારસ ઘોળનોરે ॥ એ દેશી ॥

અનંતવીર્ય જિન વંદનારે, દિન પ્રતે સોસોવાર ॥ ધરમલાભ દ્યો સાહિબારે, મોહન વધારણ હાર ॥ ૧ ॥ હોજિનજી તેજે તરણીથી વડોરે, દોયશીખાનો દીવડોરે; અનંતવીર્યજિન ભાણ ॥ એ આંકણી ॥ અતી દુર્બળ મન માહરૂંરે, તોપણ રાખું તોય ॥ મોટા મન પ્રભુ તુમ તણોરે, કેમ નવી રાખો મોય ॥ ૨ ॥ હો૦ ॥ તે૦ ॥ મોહ માયા રાગ ખેદે પડયોરે, આતમ આપ નબુઝ ॥ દરપણે નિજ પ્રતિબિંબથીરે, કુકડ પરે કરે જુઝ ॥ ૩ ॥ હો૦ ॥ તે૦ ॥ પ્રભુની વાણી સુરગવિ રે, અનુપમ

અમૃત દૂધ ॥ ભવદૂખ સવિદૂરે ટળેરે, પીતાં સમકિત શુદ્ધ ॥ ૪ ॥ હો૦ ॥ તે૦ ॥ જીરણ હોય મુઝ દેહડીરે, પ્રીત ન જીરણ જોય ॥ વાગો વિણસે જરકસીરે, સોનું સ્યામ નહોય ॥ ૫ ॥ હો૦ ॥ તે૦ ॥ સંદેસો કુણ પોચવેરે, કાગળ દેવું કોણ હાથ ॥ બુદ્ધિવિજય નિત્ય જાણજોરે, ચિત્ત તુમારી સાથ ॥ ૬ ॥ હો૦ ॥ તે૦ ॥ કાવ્ય૦ ॥ પ્રીતિ ॥

## ॥ અથ શ્રીસૂરપ્રભજિન પૂજા ॥

### ॥ દોહા ॥

વિજય મહિપતિ નીપનો, વિજયાવતી સુનંદ ॥
વાજી લંછન સોહતો, વિચરે શ્રીજિનચંદ ॥ ૧ ॥
સૂર તેજ સમ સુપ્રભ, પરિસહ સહને સૂર ॥
થિરચિત્તેં પ્રભુ સેવતાં, પામે પુણ્ય પડૂર ॥ ૨ ॥

**ઢાલ** ॥ હો મન માન્યા મોહનજી ॥ એ દેશી ॥

મુનિ મન મંદિરનો દીવો રે, હો મનમાન્યા સાહેબજી ॥ શ્રી-સૂરપ્રભ જિન ચિરંજીવો રે, હો મનમાન્યા મોહનજી ॥ સમતા ચારિત્રનો નીવો રે, હો મન માન્યા મોહનજી ॥ જ્ઞાન દરિસન અમૃત પીવો રે, હો મનમાન્યા સાહેબજી ॥ ૧ ॥ હિંસા અનુબંધ હેતુ સરૂપ રે, હો૦ ॥ દેવ ત્રિવિધ અહિંસક રૂપરે ॥ હો૦ ॥ નિકલંકી અનંતી આથ રે, ॥ હો૦ ॥ નિજ બિરૂદ સંભારી નાથ રે ॥ હો૦ ॥ ૨ ॥ પ્રભુ આલં-બન શુભ રાજરે ॥ હો૦ ॥ ઉપાદાન સમારૂ આજ રે ॥ હો૦ ॥ પરમાતમ પૂરણાનંદ રે ॥ હો૦ ॥ શાશ્વત ચરણનો કંદ રે ॥ હો૦ ॥ ॥ ૩ ॥ નિખ્ખેપા ચારતે માનું રે ॥ હો૦ ॥ નયસાતને ભંગ પ્રમાણું રે

॥ હો૦ ॥ ઉદયાચળ આસય શુધ્ધરે ॥ હો૦ ॥ ઉગ્યો સૂરપ્રભ સ્વયં બુદ્ધ રે ॥ હો૦ ॥ ૪ ॥ મૈત્રી પ્રમોદ મનધારી રે ॥ હો૦ ॥ કરૂણા માધ્યસ્થ વિચારી રે ॥ હો૦ ॥ તુઝદરિસણ ભાનુ ધજા રે ॥ હો૦ ॥ જડચેતન ભિન્નાભિન્ન રે ॥ હો૦ ॥ ૫ ॥ કેઈતારયા સંસાર સેતી રે ॥ હો૦ ॥ અમને પણ આશયા એતી રે ॥ હો૦ ॥ શ્રધ્ધા સંવેગે ભરીએ રે ॥ હો૦ ॥ બુદ્ધિનિત્ય પદ અનુસરીએ રે ॥ હો૦ ॥ ॥ ૬ ॥ કાવ્ય૦ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીવિસાલ જિનપૂજા ॥

### ॥ દોહા ॥

ભદ્રાદ્રિ કેશરી ભયો, નાગભૂપ સંયોગ ॥
રાજ રમણી સહુ છાંડોને, લીનો સાધ સંયોગ ॥ ૧ ॥
પૂર્ણ સાધનતા કરી, પામ્યો પૂર્ણાનંદ ॥
જિન વિસાળ પદ પૂજતાં, લહિયે પરમાનંદ ॥ ૨ ॥

ઢાલ ॥ જિનપદજપોએ જિનપદભજીએ ॥ એ દેશી ॥ રાગ કાફી ॥

શ્રીવિશાળજિન વંદન કીજે, અનુભવ અમૃત પીજે ॥ મિથ્યાત અવ્રત જોગ કષાય, તે સવિ દૂરે છીજે ॥ શ્રી૦ ॥ ૧ ॥ ધર્માધર્મ આ-કાશ અચેતન, તેહ વિજાતી અગ્રાહ્ય ॥ પુદગળગ્રહે વર કર્મકળંકતા, વાધે બાધક બાહ્ય ॥ ૨ ॥ શ્રી૦ ॥ તેણે ભવ ભમતાં નાટક કીધા, વેશમેં સાર અસારો ॥ મુજરો માનો સંપતિ આપો, નહીંતો નૃપતિ નિવારો ॥ ૩ ॥ શ્રી૦ ॥ અંતરધ્યાન મીઠાઈ ચખાવી, હોળવીયો હુંબાળ ॥ સંપૂર્ણ દર્શન વિણસ્વામી, ન તજું ચરણ ત્રિકાળ ॥ ૪ ॥ શ્રી૦ ॥ આરોપિત સુખ ભ્રમ ટળે સવિ, સામગ્રી સંયોગ ॥ ઉપાદાન કારણ

નીપજસે, કરતા તણે પ્રયોગ ॥ ૫ ॥ શ્રી૦ ॥ નિરાગીથી રાગ જોડવો, ચેતન સક્તિ પ્રકાશ ॥ અપ્રશસ્ત ટાળી પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસ ॥ ૬ ॥ શ્રી૦ ॥ સંવર વાધે બંધ ન બાંધે, નિર્જરા મોક્ષને સાધે ॥ બુદ્ધિવિજય નિત્ય જિનવર સેવા, કરતાં ગુણગણ વાધે ॥ ૭ ॥ શ્રી૦ ॥ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીવજ્રંધરજિન પૂજા ॥

### ॥ દોહા ॥

સંખલંછન તનુ કનક સમ, ભૂપ પદ્મરથ યોગ ॥
સરસતી કુખે જનમીઓ, ખેટક સકળ સુભયોગ ॥ ૧ ॥
મોહ મલ્લ ભણી વજ્રસમ, શ્રીવજ્રંધર જિનરાય ॥
ભવતરૂ મૂળ ઉચ્છેદવા, અંતર બાહ્ય ઉપાય ॥ ૨ ॥

ઢાલ ॥ ચારિત્રપદ સુભચિત્તવસ્યું ॥ એ દેશી ॥

શ્રીવજ્રંધર જિનપૂજિયેં, અતિઉલ્લસિત હો નિત્ય હર્ષઅપારકે ॥ દહતિગ અભિગમ સાચવો, ધરી નિશ્ચળ હો મન વચ તનુ કાયકે ॥ ૧ ॥ શ્રીવજ્રંધર જિન પૂજિયેં ॥ એ આંકણી ॥ દ્રવ્યપૂજા અગ અગ્રથી, વલી ભાવથીહો કહી વિવિધ પ્રકારકે ॥ તુરીય ભેદ પ્રતિ પત્તિથી, ઉતરાધ્યયને હોસમ્યગ્ અધિકાર કે ॥ ૨ ॥ શ્રી૦ ॥ એહનું ફળદોય ભેદથી, અનંતરને હો પરંપર સારકે ॥ ચિત્ત પ્રસન્ન આણાપાળતા, સુરપ્રથમેહો બીજે ભવપારકે ॥ ૩ ॥ શ્રી૦ ॥ પ્રથમ અંગ નિર્યુક્તિમાં, નિતુકરતાંહો અવિવેકતા જાયકે ॥ સમરસ સાધકતા સજી, બહિરાતમ હો ત્યાગ અંતરપાયકે ॥ ૪ ॥ શ્રી૦ ॥ મુખ્યપણે પરમાતમા, આલંબનથીહો આપ

સિદ્ધિ હોયકે ॥ વસ્તુતત્વ અવલોકતાં, નિત્ય રિદ્ધિહો અનંતી જોયકે ॥ ૫ ॥ શ્રી૦ ॥ કાવ્યં૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીચંદ્રાનનજિન પૂજા ॥

॥ દોહા ॥

નૃપવાલ્મીક પદ્માવતી, નંદન ગુણ અભિરામ ॥
વૃષભાંકિત કેવળ લહી, પુરી વિનીતા ઠામ ॥ ૧ ॥
કરમ તપત ભવજંતુને, સસી કૌમોદિ સમ જાન ॥
શ્રીચંદ્રાનન જિનવરૂ, પૂજો જ્ઞાન નિધાન ॥ ૨ ॥

ઢાલ ॥ સંજમરંગ લાગ્યો ॥ એ દેશી ॥

શ્રીચંદ્રાનન સેવિએ રે; કીજે એહશું પ્રીત ॥ સાહેબ રંગ લાગ્યો ॥ બ્રહ્મ મૂરતજે પ્રાતનો રે; તિહાં કીજે એ રીત ॥ ૧ ॥ હરિમાણુ રંગ લાગ્યો, રંગલાગ્યો ચોલમજીઠ ॥ જિનશું રંગ લાગ્યો ॥ એ આંકણી ॥ આળસ નિદ્રા બે તજીરે, આતમ ચિંતક હોય ॥ સાહેબ રંગ લાગ્યો ॥ થિર મન તનુ વચને કરી રે, જ્ઞાન નયન કરી જોય ॥ ૨ ॥ હ૦ ॥ હું કુણ કિહાંથી આવિઓ રે, કોણછે માહરૂં રૂપ ॥ સા૦ ॥ મિત્ર શત્રુ કુણ માહરે રે, મોહ માયાએ કૂપ ॥ ૩ ॥ હ૦ ॥ દ્રવ્યનયે આતમ આતમા રે, એક નિશ્ચય નહીં ભેદ ॥ સા૦ ॥ વ્યવહારે બહુ ભેદછે રે, તિણ માંહે ભવ ખેદ ॥ ૪ ॥ હ૦॥ પરમારથ સાધન ભણી રે, કીજે એહ ઉપાય ॥ સા૦ ॥ જનમ જરા દુઃખ મેટીએ રે, જ્ઞાન લબ્ધિ સિદ્ધ થાય ॥ ૫ ॥ હ૦ ॥ આતમનો અનુભવ હોવે રે, પાપ તિમિર દુઃખ દૂર ॥ સા૦ ॥ બુદ્ધિ વિજય નિત્ય સેવતાં રે, શાશ્વત સુખ ભરપૂર ॥ ૬ ॥ હ૦ ॥ કાવ્ય૦॥ ઈતિ ॥

# ૧૫

## ॥ અથ શ્રીચંદ્રબાહુજિન પૂજા ॥

### ॥ દોહા ॥

ભૂપતિ દેવાનંદનો, મહ શ્રીરેણુકાખ્યાત ॥
પદ્માંકિત સુભ વાસરે, જનમ્યો કનક સુ ગાત ॥ ૧ ॥
સ્યાદ્વાદ ભાવે કરી, ચઉવિહ ધર્મ કહંત ॥
ચંદ્રબાહૂ જિન પૂજીએ, જિમ પામો મન ખંત ॥ ૨ ॥

ઢાલ ॥ થારે માથે પંચરંગી પાઘ સોનારો છોગલો મારૂજી ॥ એ દેશી ॥
॥ રાગ મારૂ તાળ જેતમલ ॥

ચંદ્રબાહુ સ્વામી, ગુણમણી ખાણી તું ધણી ॥ સાહેબજી ॥ તુઝ ગુણગણ ગાઊં, અવર ન ધ્યાઊં, નિર્ગુણી ॥ સા૦ ॥ પ્રભુ સુરતરૂ સરિખો, પરખ્યો જિમ ચિંતામણિ ॥ સા૦ ॥ મન વાંછિત દાતા, કીર્ત્તિ વિખ્યાતા, તુમ તણી ॥ સા૦ ॥ ૧ ॥ પ્રભુ દીઠો મીઠો, પરમ સમાધિ રસે ભરચો ॥ સા૦ ॥ તિણે ભારયો આતમ સરૂપ અનાદિનો વિસરચો ॥ સા૦ ॥ સમગ્ર વિભાવ ઉપાધિ થકી મન ઓસરચો ॥ સા૦ ॥ હવે સત્તા સાધન માર્ગ ભણી હું સંચરચો ॥ સા૦ ॥ ૨ ॥ પ્રભુ જાણંગ રીતે સર્વ જગતને દેખતા ॥ સા૦ ॥ પરપરણતિ ભાવ અદ્વેષ પણે ઉવેખતા ॥ સા૦ ॥ નિજ પરણતિ ભાવે ગુણ અનંત ગવેષતા ॥ સા૦ ॥ પ્રભુ આનંદ કારી ગુણીગુણધારી લેખતા ॥ સા૦ ॥ ૩ ॥ ગુણ સહજ તુમારો જાણી માહરો આતમા ॥ સા૦ ॥ ઉલ્લસીઓ સરીઓ છાંડી અવર તણી તમા ॥ સા૦ ॥ તુઝ ચરણે વળગો નવી રહું અળગો તુઝથી ॥ સા૦ ॥ તો સ્યો હવે રાખો અંતર ભાંખો મુઝથી ॥ સા૦ ॥ ૪ ॥ પ્રભુ મુદ્રા

જોગે ધ્યાન અભોગે રૂચિ વધે ।। સા૦ ।। તે રૂચિ અનુજાયી વીર્ય ચરણ ધારા સધે ।। સા૦ ।। બુદ્ધિ વિજય નિત્ય જાણી સેવા જે કરે ।। સા૦ ।। તે નિજગુણ કામિ આતમરામી નિસ્તરે ।। સા૦ ।। ૫ ।। કાવ્ય૦ ।। ઇતિ

## અથ શ્રીભુજંગજિન પૂજા.

।। દોહા ।।

મહાબળ મહિમા સરવરે, વિમળ મરાળ સમાન ।।
પદ સરોજ લંછન ભલો, જિનવિચરે પરધાન ।। ૧ ।।
સમવસરણ સિંહાસને, દ્વાદસ પરખદ માંહે ।।
સિરિ ભુજંગ જિન દીપતો, પૂજો ભવિક ઉછાંહે ।। ૨ ।।

ઢાલ ।। ભવિયણ વંદોરે સૂરીશ્વર ગચ્છરાયા ।। એ દેશી ।।
રાગ ખટ્તાળ ।। ખ્યાલ ।।

જય પરમેસ્વર જગદાનંદન, જય જગ વલ્લભ નાથ; જય ત્રિભોવન એક મંગળ રૂપી, જય તું શિવ પૂર સાથ ।। ૧ ।। ભવિયણ વંદોરે, ભુજંગ દેવ જિનંદા; દુરિત નિકંદોરો, ભુજંગજિન પ્રણમંતા; પ્રણમી પદ આણંદા ।। એ આંકણી ।।જય જોગાસ્વર સેવિત પદકજ, જયઇંદ્રિય જગસિંહ; જય દુરજય નિરખિત કંદર્પહ, જયતું અકલ અબીહ ।। ૨ ।। ભ૦ ।। જય ભવિકમળ વિકાસક દિનકર, જય સુરનર નમત નિત પાય; જય મન વાંછિત પૂર્ણ સુરગવિ, જયતું અમળ અમાય ।। ૩ ।। ભ૦ ।। જય પારંગત જય નિકલંકો, જય સ્યાદ્વાદ સરૂપી; જય ગુણરહિત ગુણાકર સ્વામી, જય અશારીર અરૂપી ।। ભ૦ ।। ૪ ।। જય ગત રાગ દ્વેષગત વેદો, જયગત રોગને સોગ; જયગત માન મત્સર રતિ અરતિ, જયગત ભોગ વિયોગ ।।

ભ૦ ॥ ૫ ॥ જય સર્વજ્ઞ અને સર્વ દર્શિ, જયતું ચરણ અનંતઃ જય અપુનર્ભવ જય જપ નિરૂપમ, જય ભગવંત ભદંત ॥ ભ૦ ॥ ૬ ॥ જય જગબંધવ જય જગ રક્ષક, જય નીરીહ નિસંગ; જય શાશ્વત સુખ અ-વ્યાબાધક, જય નિજ આતમ રંગ ॥ ભ૦ ॥ ૭ ॥ જયગુણાનંત અલ્પ મુજ બુદ્ધિ, જય જિનવર કિમ કહિએ; બુદ્ધિવિજય નિત્ય ધ્યાને ધ્યાતા, પરમાનંદ પદ લહીએ ॥ ભ૦ ॥ ૮ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીઈશ્વરજિન પૂજા ॥

### ॥ દોહા ॥

દંતિસેન મહિપતિ ભલો, માત જસોદા નંદ ॥
ચંદ્રાંકિત ઈશ્વર પ્રભુ, દીસે તેજ દિણંદ ॥ ૧ ॥
ગુણ અનંત જિનવર તણા, દયા કુશળ ભંડાર ॥
જ્ઞાન દાન દિએ જિકે, તે પ્રણમું સુખકાર ॥ ૨ ॥

ઢાલ ॥ રાજ નહીં મલે ॥ એ દેશી ॥ રાગ બંગાલ ॥

ઈશ્વરજિનવર પરમ આધાર, કર્મકલંકનો ટાળણહાર ॥ સ્વામી સેવિએ. ॥ આતમગુણ અનુભવથી મલાપ, દ્રવ્યસેવનતે ભાવ આલાપ ॥ સ્વા૦ ॥ ૧ ॥ ભાવ અભેદ થવાની હામ, પરભાવથી નહીં સાધન કામ ॥ સ્વા૦ ॥ નૈગમ પ્રભુતા અંસથી અંબ, સંગ્રહનય સત્તા અવલંબ ॥ ૨ ॥ સ્વા૦ ॥ દ્રવ્યાદિક વ્યવહારેં બુદ્ધ, ઋજુસૂત્રેં પરિણામ વિસુદ્ધ ॥ સ્વા૦ ॥ શબ્દ સુકલધ્યાને આરોહ, સમભિરૂઢ ગુણ દસમે અમોહ ॥ ૩ ॥ સ્વા૦ ॥ એવંભૂત સુદ્ધ ધર્મ વિશેષ, ભાવ સયોગી અયોગી સૈલેસ ॥ સ્વા૦ ॥ અંત મધ્ય ગુણ ઠાણે સકત, સાધનતાએં નિજ ગુણ વ્યકત ॥ ૪ ॥ સ્વા૦ ॥

આતમભાવે અનંતર વર્ગ, દ્રવ્યથી ભાવ સેવન નિઃસર્ગ ॥ સ્વા૦ ॥ ઈશ્વિર સેવા તનમય નાણ, બુદ્ધિવિજય નિત્ય પામે જ્ઞાન ॥ ૫ ॥ સ્વા૦ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીનમીજિન પૂજા ॥

॥ દોહા ॥

ભૂપતિ વીરસેના તણો, નંદન જગ વિખ્યાત ॥
સહસકિરણ સેવા મિસે, જસુ વિલસે પદ ગાત ॥ ૧ ॥
ભવોદધિથી જન તારવા, શ્રી નમીપ્રભ ચંદ ॥
કાષ્ટ પોત સમ જાણિએં, સેવે સુરનર ઈંદ ॥ ૨ ॥

ઢાલ ॥ ઝુમખડાની દેશી ॥

નમી પ્રભુ નમી પ્રભુ વીનવું રે, ભરતખેત્ર અવદાત, જિનેશ્વર પૂજિયે ॥ દુસમકાળ માનવપણું રે, જ્ઞાની વિરહતે થાત ॥ ૧ ॥ જિ૦ ॥ દ્રવ્ય ક્રિયા રૂચિ જીવડા રે, ભાવ ધર્મ સંભ્રાંત ॥ જિ૦ ॥ ગચ્છકદાગ્રહ સાચવે રે, ઉપદેસક એકાંત ॥ ૨ ॥ જિ૦ ॥ શીલ રહિત પ્રવંચકા રે, ભદ્રકપણ ગુરૂ કર્મ ॥ જિ૦ ॥ આણા સાધ્ય વિના ક્રિયારે, લોકે માન્યો ધર્મ ॥ ૩ ॥ જિ૦ ॥ આતમગુણ અકષાયતા રે, દુલ્લહો સાધન દાવ ॥ જિ૦ ॥ જાણોછો જિનરાજજી રે, એ સઘળો પ્રભાવ ॥ ૪ ॥ જિ૦ ॥ તત્વાગમ જન થોડલા રે, અધ્યાતમ અવબોધ ॥ જિ૦ ॥ આગમ સદ્ગુરૂથી સુણી રે, ભાવે આશ્રવ રોધ ॥ ૫ ॥ જિ૦ ॥ નાથ ચરણ વંદન તણોરે, મનમાં ઘણો ઉમંગ ॥ જિ૦ ॥ બુદ્ધિ નિત્ય ધ્યાને મિલેરે, પ્રભુ સેવનનો સંગ ॥ ૬ ॥ જિ૦ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીવીરસેનજિન પૂજા ॥

### ॥ દોહા ॥

ભાનુસેન નૃપ નંદલો, ભાનુમતિ સુત જાણ ॥
જસુ પદ સેવે રૂષભ વર, કનક વરણ તનુ માન ॥ ૧ ॥
ચિદાનંદ ચિત ચાહસું, પ્રણમું પરમ ઉલ્લાસ ॥
તેજે તમસ જિત્યા જેણે, લોકાલોક પ્રકાસ ॥ ૨ ॥

**ઢાલ** ॥ ધન ધન તે જગ જીવડા મનમોહન મેરે ॥ એ દેશી ॥

તુમ હમ મેલે એકઠે ॥ મનમોહન મેરે, આગુ કાળ અનંત ॥ મનમોહન મેરે ॥ સીધ્રપણે કેમ સાહેબા ॥ મ૦ ॥ આપહુવા ભગવંત ॥ મ૦ ॥ ૧ ॥ સમોવસરણ રચે દેવતા ॥ મ૦ ॥ તે કહું કાંઈ પ્રકાર ॥ મ૦ ॥ વાયુકુમાર જોજન લગેં ॥ મ૦ ॥ અપહરે તૃણ સંહાર ॥ મ૦ ॥ ૨ ॥ મેઘકુમાર તિહાં વરસતા ॥ મ૦ ॥ સુરભિ શીતળ નીર ॥ મ૦ ॥ રૂતુ સુર વરસે કુસુમને ॥ મ૦ ॥ પંચવરણના રૂચિર ॥ મ૦ ॥ ૩ ॥ રયણ પ્રાકાર વિમાનીયા ॥ મ૦ ॥ બીજો કનક પ્રાકાર ॥ મ૦ ॥ જ્યોતષિસુર વિરચે તિહાં ॥ મ૦ ॥ હવે ત્રીજો ગઢ સાર ॥ મ૦ ॥ ૪ ॥ રજતનો ભુવનપતિ કરે ॥ મ૦ ॥ હવે વ્યંતર કરે કામ ॥ મ૦ ॥ દ્વારપ્રતે તોરણ ઠવે ॥ મ૦ ॥ મધ્ય અશોક અભિરામ ॥ મ૦ ॥ ૫ ॥ ભમર ખીંચાણા લોભસું ॥ મ૦ ॥ કુસુમ ભરેં નમી ડાળ ॥ મ૦ ॥ રયણ સિંહાસણ મંડીયા ॥ મ૦ ॥ પાદપીઠ સુવિશાળ ॥ મ૦ ॥ ૬ ॥ ત્રણછત્ર શિર ઉજળા ॥ મ૦ ॥ આપે આણંદ ઠાણ ॥ મ૦ ॥ ત્રિભોવન નાથછે સાહિબો ॥ મ૦ ॥ બુધિ નિત્ય ગુણ ખાણ ॥ મ૦ ॥ ૭ ॥ કાવ્યં૦ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રીમહાભદ્રજિન પૂજા ॥

॥ દોહા ॥

ભૂપદેવ મહિપતિ ઉમા, નંદન જગત પ્રસિદ્ધ ॥
પદતળ લંછન હસ્તિનું, શિવ રમણી વસ કીધ ॥ ૧ ॥
નિશ્ચયનય નિજ ગુણકરી, સદા વિરાજે જેહ ॥
આતમ અવિકારી અચળ, વિવહારે ધરે દેહ ॥ ૨ ॥

ઢાલ ॥ અભિનવ જ્ઞાન ભણો મુદા રે લાલ ॥ એ દેશી ॥

પ્રણમો મહાભદ્ર જિનવરૂ રેલાલ ॥ પરખદા સેવે પાય રે ॥ હુંવારી લાલ ॥ પૂર્વદ્વારે પેસીને રે લાલ, તીર્થ નમે જિનરાયરે ॥ હુંવારી લાલ ॥ ૧ ॥ પ્રણમો મહાભદ્ર જિનવરૂરે લાલ ॥ એ આંકણી ॥ બેઠા પ્રદક્ષણા દેઈને રે લાલ, પૂરવ સન્મુખ નાથ રે ॥ હું૦ ॥ સિંહાસન રત્ને જડ્યો રે લાલ, યોગ મુદ્રા ધરિ હાથ રે ॥ હું૦ ॥ ૨ ॥ પ્ર૦ ॥ ત્રિહુંદિસે જિનવર સારિખા રે લાલ, પ્રતિબિંબ ધરે વિખ્યાત રે ॥ હું૦ ॥ ધૂપધટી તિહાં મહ મહે રે લાલ, આવશ્યકે ઘણી વાત રે ॥ હું૦ ॥ ૩ ॥ પ્ર૦ ॥ કુમતિ મદ જેહથી ગલે રે લાલ, જિનવર સમ દેખાય રે ॥ હું૦ ॥ ચામર ઢાળે ચિહું દિસે રે લાલ, નિર્મલ તિહાં સુર રાય રે ॥ હું૦ ॥ ૪ ॥ પ્ર૦ ॥ બેસે પૂરવ બારણે રે લાલ, મુનિવૈમાનીક નાર રે ॥ હું૦ ॥ સાધવી પણ પ્રણમી કરી રે લાલ, અગ્નિકુણે અધિકાર રે ॥ હું૦ ॥ ૫ ॥ પ્ર૦ ॥ ભુવનપતિ વણ જોતષી રે લાલ, તેહની દેવી જેહરે ॥ હું૦ ॥ પેસે દક્ષણ બારણે રે લાલ, ઉભી નૈરૂત કૂણે તેહરે ॥ હું૦ ॥ ૬ ॥ પ્ર૦ ॥ ભુવનપની વણ જ્યોતષી રે લાલ, પેસે પચ્છિમ દ્વાર રે ॥ હું૦ ॥ વાય્યકૂણે તે ઉપવિષે રે લાલ,

જિનને કરી નમસ્કાર રે ॥ હું૦ ॥ ૭ ॥ પ્ર૦ ॥ વૈમાનિક સુર તિમ વલી રે લાલ, નરને નરની નાર રે ॥ હું૦ ॥ પેસે ઉત્તર બારણે રે લાલ, બેસે ઈસાણ ખૂણે ઠાર રે ॥ હું૦ ॥ ૮ ॥ પ્ર૦ ॥ આભનવ દેવ અઢારમા રે લાલ, પ્રણમુ આસય સાર રે ॥ હું૦ ॥ બુદ્ધિવિજય નિત્ય ધ્યાનથી રે લાલ, પામે ભવનો પાર રે ॥ હું૦ ॥ ૯ ॥ પ્ર૦ ॥ કાવ્ય૦ ॥ ઈાને ॥

## ॥ અથ શ્રીદેવજસાજિન પૂજા ॥

॥ દોહા ॥

સરવભુતી નૃપ વલ્લભો, ગંગાનંદન માન ॥
સેવા મિસ ઉડુપતી રહો, પદતળ રેખા જાન ॥ ૧ ॥
ઉદાસીનતા પરિણમન, જ્ઞાન ધ્યાન રંગ રોળ ॥
જે અષ્ટાંગ મુનિ જોગ કે, એહ અમૃત નિચોળ ॥ ૨ ॥

**ઢાળ** ॥ તીરથની આસાતના નવિ કરીએ ॥ એ દેશી ॥ રાગ સારંગ ॥

દેવજસા જિનરાજને નિત્યવંદો, નિત્યવંદીને પરમાણંદો ॥ એછે શિવતરૂ સુખનો કંદો, ભવ તરણ જિહાજ ॥ દે૦ ॥ ૧ ॥ ત્યાસી લાખ પૂર્વ સંસારમાં સુખ ભાવે, પછી સંયમસું દિલલાવે ॥ ઘાતીયાકર્મ ચાર ખપાવે, પામ્યા કેવળ જ્ઞાન ॥ દે૦ ॥ ૨ ॥ પુષ્કર અર્ધ ચોવીસમો વિજયામેં, વચ્છ નયરી સુસીમા નામે ॥ નામ ગોત્રતણે ક્ષય કામે, વિચરે ભગવાન ॥ દે૦ ॥ ૩ ॥ શ્રુતધર ગણધર જેહને ચોરાસી, દસ લક્ષ કેવળી અવિનાસી ॥ ત્રણજોડ થઈ જિત કાસી, કરસે શિવપુર વાસ ॥ દે૦ ॥ ૪ ॥ સાધુસોકોડી વિચરતા પ્રભુચરણે, નિત્ય પ્રણમું જોડી કરને, ગુણ ગ્રામ કરૂં તસ સરણે, ટાળું દુષ્કૃત પાપ ॥ દે૦ ॥ ૫ ॥ દ્વાદશાંગી પણ શાશ્વતી

શ્રુતવાણી. વિજયા એકસો ને સાઠ વખાણી ॥ કહે ગણધર કેવળ નાણી, બુદ્ધિ નિત્ય ગુણખાણી ॥ દે૦ ॥ ૬ ॥ કાવ્ય૦ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીઅજિતવીર્યજિન પૂજા ॥

### ॥ દોહા ॥

રાજપાળ નૃપ ગેહની, કનિકાશ્રુત અભિરામ ॥
સ્વસ્તિક લંછન દીપતો, પુરિ વિનિતાનો સ્વામ ॥ ૧ ॥
પુન્ય પાપ થાયે નહીં, અનુપમ જ્યોતિ અભંગ ॥
જનમ કહો જોગીશ્વરે, ઉદાસિનતા સંગ ॥ ૨ ॥

### ઢાળ ॥ રાગ ધન્યાશ્રી ॥

અજિતવીરજજિન પૂજો રે ગુણીજન, અજિત અજિત ગુણ જાસ ॥ એ આંકણી ॥ જતના સ્નાને મિથ્યાત ટાળો, ઉજવળ ચિત્ત વસ્ત્ર ધારો ॥ અષ્ટકર્મ સંવર મુખકોસે, એકાગ્ર ઓરસીઓ સારોરે ॥ અ૦ ॥ ૧ ॥ ભક્તિ કેસર શ્રદ્ધાચંદન, ધર્મધ્યાન રંગ રોલ॥ ભાલતિલક આણા પ્રભુ તાહરી, સ્વભાવાભરણ બહુ મૂલ રે ॥ અ૦ ॥ ૨ ॥ જે નવવાડ વિસુદ્ધ અંગ પૂજા, આચાર પંચરંગી ફૂલ॥ જ્ઞાનદીપક નય ચિંતા ધૃતથી, તત્વ પાત્ર બહુ મૂલ રે ॥ અ૦ ॥ ૩ ॥ ધૂપ ક્રિયા કૃસ્નાગર જોગે, સુદ્ધ વાસના અનુભવ ભોગે ॥ મંગળ અષ્ટ બુદ્ધિ ગુણધારી, નિશ્ચળ મન નૈવેદ્ય અનુયોગેરે ॥ અ૦ ॥ ૪ ॥ આરતી કર તિમ ધર્મ ઉતારી, સુદ્ધ ધર્મ તે મંગળદીપ ॥ ગીત વાજિત્ર અનહદ નાદે, થેકાર સમરતી જીપરે॥ અ૦ ॥ ૫ ॥ વિહરતા જિન ધ્યાવો ગુણ ગાવો, પચરંગી પુષ્પ મિલાવો ॥ પોષ ભરી ભરી પ્રભુને વધાવો, ગુણ અનંત દિલ લાવો રે ॥ અ૦ ॥ ૬ ॥

• એણીપરે પ્રભુની ભક્તિ કરતા, નરભવ લાહો લીજે ॥ બુદ્ધિવિજય નિત્ય ધ્યાન ધરંતા, તત્વ અમૃત રસ પીજે રે ॥ અ૦ ॥ ૭ ॥ કાવ્ય૦ ॥ ઈતિ ॥

## ॥ અથ કળસ ॥

થુણિઆ થુણિઆરે, મેં વિહરમાનજિન થુણિઆ ॥ એ આંકણી ॥ ગણધર મુનિવર સંઘ પ્રમાણે, સમોવસરણ વિરચાયો ॥ જંગમ તીર્થ અઠચત ગુણ જડી, આણા મુગટ ધરાયા રે ॥ મેં૦ ॥ ૧ ॥ તપગચ્છપતિ વિજયસિંહ સૂરીના, સત્યવિજય ગુણ ભૂપ ॥ કપુર વિજય તસ ખિમા વિજય વર, જિન ઉત્તમ પદ રૂપ રે ॥ મેં૦ ॥ ૨ ॥ કીર્ત્તિ તપ મણિ બુદ્ધિ વિજય ગુરૂ, નિત્ય વિજય તસુ ભક્તેં ॥ જિનવર પૂજા તે નિજ પૂજા, પ્રગટે અન્વય સક્તેં રે ॥ મેં૦ ॥ ૩ ॥ તત્વ ઈંદુ નિધિ ચંદ્ર સંવત્સર, સુરત રહી ચૌમાસ ॥ કતારગામ આદિનાથ પ્રસાદેં, ઉદ્યમ ભાવ ઉલ્લાસ રે ॥ મેં૦ ॥ ૪ ॥ નેવુ જિન કલ્યાણક દિવસે, આતમ આપ ઠરાયા ॥ પ્રભુ ગુણ ગણ મુક્તાફળ માળા, સંઘને કંઠે સુહાયા રે ॥ મેં૦ ॥ ૫ ॥ ઇતિ શ્રીનિતિવિજયજી મહારાજકૃત વીશવિહરમાનજિનપૂજા સંપૂર્ણ ॥

---

# ॥ અથ શ્રીનવી ટોળીકૃત સ્તવન ॥

## ॥ શ્રીસંખેશ્વર પાર્શ્વજિન સ્તવન ॥

હારરે હીરો મારો સાહેબો ॥ એ દેશી ॥

**ધારસી ખડગની સોહલી, સાહેબ મોરા દોહલી ચરણની સેવહો ॥**
**જ્ઞાનદરસન રત્નત્રયી, સાહેબ મોરા પુણ્યે પામીએ દેવ હો ॥ ૧ ॥**

દુરગતે... મારો, ભવ્યનો તારૂ મારો, જગતઉદ્ધારૂ મારો, શિવ- ગતો સારૂ સેવો સાહેબો; સાહેબમોરા જયો જયો પાસસંખેસરો ॥ એ આંકણિ ॥ મણિમય રત્ન માનસું, સાહેબ મોરા નિરખી હર્ષ અપાર હો ॥ સેવકને બાંહેંગ્રહી, સાહેબ મોરા તાર તાર મુજ તાર હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૨ ॥ તવ જીભ નામ ન અવરનું, સાહેબ મોરા વિણુ વૃથા તું જાણુ હો ॥ તિલકશિરોમણી ત્રિભુવને, સાહેબમોરા કેતાં કરૂરે વખાણુ હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૩ ॥ હર જીવ પાપ પુણ્યે કરી, સાહેબ મોરા મોહને માર તમાચો હો ॥ જીવરાજ રિદ્ધિ લહે, સાહેબ મોરા તુમ સેવામાં સાચો હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૪ ॥ ત્રિકમે જોર જરાપડી, સાહેબ મોરા તેણે સમે તુજ સંભાર્યો હો ॥ પ્રગટ પા- તાળથી તેં પ્રભુ, સા૦ ॥ ભકતનો ભય નિવાર્યો હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૫ ॥ જેહો તું ગુણમાં પ્રભુ, સાહેબ મોરા તુમે વરતો જયવંત હો; કમઠ ધરણેંદ્ર સમપણે, સાહેબ મોરા અધિકા ઓછા નગણંત હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૬ ॥ ધન્ય જીવ માનું માહરો, સાહેબ મોરા પ્રણમું જોડી બે હાથ હો ॥ પુરૂષોત્તમ પ્રભુ તુંવલી, સાહેબ મોરા અલ- ખ નિરંજન નાથ હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૭ ॥ લક્ષ્મિચંદ રીઝયો ઘણું, સાહેબ મોરા સ્તવન ઓંકાર ધજ હો ॥ રત્ન સુવર્ણ પ્રભુ મુકુટમાં, સાહેબ મોરા જવાહીર ચરણની રજહો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ ૮ ॥ શુભ ઇચ્છક જૈન ધર્મની, સાહેબ મોરા નવી ટોળી થઈ આજ હો ॥ સુંદર ધોળેરા બંદરે, સાહેબ મોરા ગુણગાયા મહારાજ હો ॥ દુ૦ ॥ ભ૦ ॥ જ૦ ॥ શિ૦ ॥ સા૦ ॥ જ૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રીભડીયાદ મંડણ શ્રીશાંતિજિન સ્તવન ॥

મન મોહનજી જગતાત વાત સુણો જિનરાજજી રે ॥ એ દેશી ॥

જગ નાયક શ્રી જિનરાજ, અરજ સુણો આજ અમતણી રે ॥ સેવકની રાખો લાજ, સેવા ચહાયછે તમ તણી રે ॥ જ૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ શિશુવય ક્રિડામાં જાય, યૌવન રામા રંગે રમ્યોરે ॥ સંસાર નાનાવિધ દુખ, માંહે કાળમેં નિર્ગમ્યોરે ॥ ૨ ॥ જગ૦ ॥ યૌવન મદમાંહે નાથ, સંભારયા નહીં સ્વપ્નમાં રે ॥ હવે પસ્તાવું મહારાજ, જરા આવી દુખ મગ્નમાં રે ॥ જ૦ ॥ ૩ ॥ પડયો રહું દિન રાત, સંભારી પૂરવ વાતને રે ॥ જો જિન ચરણે રહ્યો હોત, પામત તો સુખ સાતને રે ॥ જ૦ ॥ ૪ ॥ હવે કેશ ધોળાથયા મુજ, પાય ચાલે નહીં અડવડું રે ॥ મેં મૂઢે વિમાસ્યું નકાંઈ, હવે શિર દુખ આવી પડયું રે ॥ જ૦ ॥ ૫ ॥ સાધન બને નહી કાંઈ, તુજ અવલંબી કાળનિર્ગમું રે ॥ શ્રીશાંતિજિણંદ મહારાજ, લળી લળી તુજને નમું રે ॥ જ૦ ॥ ૬ ॥ સંસાર ભ્રમણ કરયું નાથ, તુમ ગુણને રે જાણ્યા વિના રે ॥ બહુ કીધા મેં કુકર્મ, રાખી નહીં કાંઈ એ મણા રે ॥ જ૦ ॥ ૭ ॥ તુમ ગુણ જાણ્યા છે નાથ, હાથ હવે રે ઝાલી લીએં રે ॥ તુમ ચરણે રખો મહારાજ, તે મોહરાય નબળોકીએં રે ॥ જ૦ ॥ ૮ ॥ તારો મુજ નહીં વાર, સેવકની એ અરદાસછે રે ॥ ધોલેરા બંદર પાસ, ભડીયાદમાં તુજ વાસછે રે ॥ જ૦ ॥ ૯ ॥ ક્રોધાદિક ચાર કષાય, મુજકેડેં પડયા કુતરારે ॥ પ્રભુ જવાહીરનો ગૃહો હાથ, ભય નરાખે એ ભૂતના રે ॥ જ૦ ॥ ૧૦ ॥

નિધિ વન્હી નિધિ ચંદ્ર, સંવત્સર માંહે ભણ્યું રે ॥ નવીટોળીના પ્રગટ્યાં પુણ્ય, પામ્યા દરિસન તમ તણું રે ॥ ૭૦ ॥ ૧૧ ॥

## ॥ શ્રીનેમનાથ સ્તવન ॥

॥ નાથકેસે ગજકો ફંદ છુટાયો ॥ એ દેશી ॥

નેમપીયા તુમ દરસન લય લાગી, મેંતો ઓર વિચાર ને ત્યાગી ॥ ને૦ ॥ એ આંકણી ॥ આઠ ભવાંકો નેહને ત્યાગી, શિવરમણી ચિત્ત લાગી ॥ હમને ત્યાગો થયા વૈરાગી, મેં તુમને નહીં ત્યાગી ॥ ને૦ ॥ ૧ ॥ સવનમાસ ફૂલી સબ કલીયાં, બાગ બન્યો હે સુભાગી ॥ મોર બપૈયા કિલ્લોલ કરતહે, તુમબિન હમહે દુભાગી ॥ ને૦ ॥ ૨ ॥ વેરાગન હોકે સાથ ચલુંગા, નેહતણી મતિજાગી ॥ વિજળી ચમક રહી બાદલમેં, બાદલી વરસન લાગી ॥ ને૦ ॥ ૩ ॥ નવરંગ ચીર અમૂલ્ય ભીંજાયા, પાછી વળું નહીં રાગી ॥ સજ્જન રીત મિત્ત નહીં છોરૂ, તુમતો હુવાહે નિરાગી ॥ ને૦ ॥ ૪ ॥ સમોસરયા જિનસહસા વનમેં, દેવદુંદુભી વાગી ॥ મનમોહન દિવ્ય રાગે મધુરી, ધ્વનીપૂરે સુર રાગી ॥ નેમ૦ ॥ ૫ ॥ ધર્મધૂરંધર ધીર કહાયા, તીર્થ સ્થંભ મહાભાગી ॥ સુરતરૂ વંછિત ફળ દેનારા, તો આપો મુક્તિ મેં માગી ॥ નેમ૦ ॥ ૬ ॥ એ વિનતી અવધારી પ્રભુએ, રાજુલ મુકી શિવ આગી ॥ અમૃતમય તુમ દરસનથી પ્રભુ, કુમતિ કદાગ્રહ ભાગી ॥ નેમ૦ ॥ ૭ ॥ નિધિવન્હી નિધિ સસી વર્ષે, ભર્મ તિમિરને ત્યાગી ॥ નવીટોલી તુમ દરસન પામે, અતિ સુંદર જિનઆંગી ॥ નેમ૦ ॥ ૮ ॥

## ॥ અથ કુમતી ઊથ્થાપક ॥ પદ ॥ રાગ પ્રભાતી ॥

જ્ઞાન હૃદયમેં ધારો ગુણીજન, સાચો મારગ પ્યારો રે ॥ એ આંકણી ॥ જ્ઞાનવિના ક્રિયા કેમ જાણે, જ્ઞાનતે પ્રત્યક્ષ દીવો રે ॥ દયાદયા મુખસેં પોકારત, આજ્ઞા ભંગે ન બીવો રે ॥ જ્ઞાન૦ ॥ ૧ ॥ પ્રતીમા ઉપર દ્વેષ બુદ્ધિથી, અર્થતે અનર્થ કહેવો રે ॥ જ્ઞાતાજીમેં સાફ પાઠછે, જિણંવર દીવા જેવો રે ॥ જ્ઞાન૦ ॥ ૨ ॥ દ્રૌપદી અધિકારમેં જુવો, અર્થ મર-ડોછો કેવો રે ॥ જિનઘરનું ઘર જક્ષ ઠરાવો, કૂવે પડો લઈ દીવો રે ॥ જ્ઞાન૦ ॥ ૩ ॥ ટીકા ચૂરણી ભાષ્ય ન માનો, અર્થ કિહાંથી લાવો રે ॥ દયાભેદ જાણો નહીં કાંઈ, તજી અમૃત વિષ પાવો રે ॥ જ્ઞાન૦ ॥ ૪ ॥ નામ જૈન કહાવો મુખસેં, ધર્મજૈન વિગોવો રે ॥ સમકિત શલ્યગ્રંથ છપાવો, નજાવ છાપ છપાવો રે ॥ જ્ઞાન૦ ॥ ૫ ॥ મિથ્થા મતિ તમે મૂઢ થયાછો, કુગ્રંથ છપાવે ન બીવો રે ॥ નિતી જ્ઞાન સહુ તમને બતાવે, ગુરૂ નવી ટોળીનાં રે ॥ જ્ઞાન૦ ॥ ૬ ॥ ઈતિ ॥

## ॥ અથ પદ વનચરવીશાવધામણી ॥ એ દેશી ॥

શાણા સાધો શિવપંથને, મૂકી આળ પંપાળ ॥ અચળ અથિર આ લોક છે, ભાળો કર્મની ઝાળ ॥ શાણાસાધો શિવપંથને ॥ એ આંકણી ॥ ૧ ॥ નિસિદિન શ્રીઅરિહંતને, સેવો થઈ ઉજમાળ ॥ આત્મભાવે તમે થિર રહો, જપો પ્રભુ ગુણ માળ ॥ શાણા૦ ॥ ૨ ॥ ધર્મકરો ભવિ પ્રાણીયા, ધર્મના ચાર પ્રકાર ॥ દાન શીયળ તપ ભાવન થજો જીવ પ્રતિ પાળ ॥ શાણા૦ ॥ ૩ ॥ અભય સુપાત્ર ઉત્તમ કહ્યું, જેણે ભવનો પાર ॥ શીયળ સલુણા માનવી, એની ઉપમા અપાર ॥

શાણા૦ ॥ ૪ ॥ શીયળે રિધિ સિધ્ધિ મળે, સાપ થાયે ફુલ માળ ॥ શીયળે જળધિ તરાય છે, શીયળે સંપતી ભાળ ॥ શાણા૦ ॥ ૫ ॥ શીયળ વિહુણા માનવી, રસવિના સણગાર ॥ એવા તે દેખાયછે, પડે કુગતી નિર્ધાર ॥ શાણા૦ ॥ ૬ ॥ બાહ્યને અભ્યંતર મળી, ભેદજછે જસ બાર ॥ એવો તપ સુગતી દીએ, તપથી મંગળ માળ ॥ શાણા૦ ॥ ૭ ॥ ભાવધર્મ બાર ભેદથી, મૂક્તિ રમણીના બાળ ॥ ભવ્ય ભાવે સેવો ભાવને, અક્ષય સુખ તત્કાળ ॥ શાણા૦ ॥ ૮ ॥ માનો એ શિખ માહારી, મૂકો મોહ જંજાળ ॥ સુભગતિ પામવાને કરો, પાણી પહેલી પાળ ॥ શાણા૦ ॥ ૯ ॥ સંસાર સાગરમાં રહી, કુકર્મ કાદવમાર ॥ તેથી તમેં દૂરે રહો, જેમ જલપંકજ ધાર ॥ શાણા૦ ॥ ૧૦ ॥ ગુણ જવાહીરને ખોળજો, અપજસ અવગુણ બાલ ॥ નવીટોળી ખુસી થસે, કરસે કૃપા કૃપાળ ॥ શાણા૦ ॥ ૧૧ ॥ ઈતિ

## અથ શ્રીપાર્શ્વજિન સ્તવન ॥ વસંત રાગમાં ॥

હમકું છોડ ચલે બનમાધુ ॥ એ દેશી ॥

આયે બસંત માસ શ્રીકારી, કોકિલ મનએ ઇષ્ટભયો રે ॥ રાગ માગત તબ અંબ ખિલાવત, અપના ફુલ અમૃત ભયોરે ॥ ૧ ॥ આયે બસંત માસ શ્રીકારી ॥ એ આંકણી ॥ ફાગુને વનરાજી ફુલી સબ, ફુલ-ફુલે ગરકાવ કરયો રે ॥ ખેલે વસંત પાસ કુમરજી, પ્રભાવતી સંગ સુખ ભરયોરે ॥ આયે૦ ॥ ૨ ॥ ખેલે બાગનમે ખેલે ફાગુનમેં, અબિર ગુલા-લકી ઝોરી ભરયોરે ॥ કેસરકી પિચકારી ભરી ભરો, અશ્વસેન વામાજી

છેયોરે ॥ આયે૦ ॥ ૩ ॥ ઉડાવત પ્રભાવતી ઉપર, ક્રિડાવને કેલ કરયો રે ॥ દીક્ષાલઈ ભવિજનને તારયા, નવીટોળી તુમધ્યાન ધરયોરે ॥ આયે૦ ॥ ૪ ॥

## ॥ અથ કુમતિ વિષે હોરી ॥

મોહરાયકી નંદની મેંહું, કુટિલ કંત ઘર નારી॥ એરીએરી૦॥ સખીયાં કુશીળ ભલીહે હમારે, બંધુ રાગ દ્વેષ ભારી ॥ પીયાએ સુમતો ધારી; પ્યારા મુને કાંઈ વીસારી ॥ એ આંકણી ॥ ૧ ॥ સપ્ત વ્યસનાદિ સજ્જન હમારે, મોજ શોખ કરનારી ॥ એરીએરી૦ ॥ પંચબાણ રાજધાની કરૂહું. મિથ્યા મરજાદ હમારી, કરૂ મુનિ ઉપસર્ગ ભારી ॥ પ્યા૦ ॥ ૨ ॥ નિંદ પ્રમાદ સેવક દોઉ મારે જગમાંહી રમુજારી ॥ એરીએરી૦ ॥ સોળસણગાર શિરપર ધારૂ, બહુ જનને મનાવ્યારી, નહીં હું છરૂં નાદારી ॥ પ્યા૦ ॥ ૩ ॥ કામી હરામી સંગ હું ખેલું, કુગતી સુખ દેનારી॥ એરી એરી ૦॥ વયણ સુધારસ પાન કરાવું, મીઠી સાકર થારી, કરૂં હું બહુ ખુવારી ॥ પ્યા૦ ॥ ૪ ॥ હાસ્ય વિનોદ કરૂં મનરંજન, રાખું સેજ સુવારી॥ એરીએરી૦ ॥ સુમતી ભણી તુમે હમને તજીછે, તું નારી નહીં સારી, નવી ટોળી એ વિચારી ॥ પ્યારા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ શ્રીસમોવસરણવિષે હોરી ॥

જિન સમોવસરણ બલિહારી ॥ એ આંકણી॥ ત્રણ ગઢ ઉપર દેવછંદામાં, શોભેજિન ઉપગારી ॥ એરી એરી૦ ॥ દીએ દેસના ભવિક જનોને, સાંભળે પરખદા બારી ॥ જે જનને અતી હિતકારી ॥ જિન૦ ॥ ૧ ॥ અશોક વૃક્ષની છાયાતળે દિએ, દેસના અમૃત ધારી॥ એરી એરી૦ ॥ ભવિક જનોને પાન કરાવે, ઉતારે ભવ પારી, દિએ શિવગતિ દેખારી

॥ જિન૦ ॥ ૨ ॥ ધોળેરા બંદરે કિરપા કરીને, મહામુની ઉપગારી ॥ એરી. એરી૦ ॥ જસ ઉપદેસે મોત્સવ કરાવે, દોસી રતનસી નારી, હકોભાઈ ખુદકારભારી ॥ જિન૦ ॥ ૩ ॥ આનંદ મંગળ વાજા વાગે, બંસરી દફ સરણાઈ ॥ એરી એરી૦ ॥ દેસ દેસના જાત્રાએ આવે, આનંદ હર્ષ વધાઈ ॥ હોરી નવી ટોળીએ ગાઈ ॥ જિન૦ ॥ ૪ ॥ ઈતિ ॥

॥ ઠુમરી ॥ ચાલો ચાલો સીધાચળ જઈએરે ॥ એ દેશી ॥

ચાલો ચાલો જિન મંદિર જઈએરે, પુજીને પાવન થાઈએ ॥ ૧ ॥ ચાલો ચાલો૦ ॥ એ આંકણી ॥ આદિજિનંદજીકો દરિસન પામી, આનંદ અતીસે પાઈએરે ॥ ચાલો૦ ॥ ૧ ॥ ડમરો મરૂવો કેતકો જાઈ, ચંપો ચંપેલી ગુંથાવીએરે ॥ ચાલો૦ ॥ ૨ ॥ રિખભ લંછન મરૂદેવીકો નંદન, નિરખી હરખી સુખ પાઈએરે ॥ ચાલો૦ ॥ ૩ ॥ મંગળમય જિન દરિસન પામી, રોગસોગ સહુ ગમાવીએ રે ॥ ચાલો૦ ॥ ૪ ॥ મહામુનિ ગુરૂની કીરપાથી, નવી ટોળો ગુણ ગાઈએ રે ॥ ચાલો૦ ॥ ૫ ॥ ઈતિ ॥

॥ શ્રીવરતેજના દેહરા વિષે ભૂજંગી છંદ ॥

અતિ આજ આનંદનો દિન વાધ્યો, અતી પુન્યનો દિન આજેજ સાધ્યો ॥ દર્શદેવ ત્રીજા તણો મેંજ દીઠો, મહારાજ શ્રીમુખ ચંદ્રજ મીઠો ॥ ૧ ॥ કહું હું કથી સોભ દેશતણીતો, જતાંવેંત જોવાની જુક્તિ ઘણીતો ॥ ઘણો કોરણી પાર તેનો નદીઠો, મહારાજ શ્રીમુખચંદ્રજ મીઠો ॥ ૨ ॥ ઘણું મનરંજન તેદેહરૂછે, હુસીઆર કારીગરે તે કરયુંછે ॥ તપાસી સુધારે ખરા જૈન શેઠો, મહારાજ શ્રીમુખચંદ્રજ મીઠો ॥ ૩ ॥ ઈતિ ॥

અથ ગુંહલી ॥ માતાજી મને મેહેર કરી રજા આપો રે ॥ એદેશી ॥

ગુરૂજી મારા ગુણનિધી ગુણે ભરયારે ॥ એ આંકણી ॥ પરમેષ્ટી પંચ સમરતાં નવપદનું ધ્યાનતે ધરતા ॥ ગુરૂજી ૦ ॥ ॥ સંજમમાં રંગ રાતારે, કૃપાળુ કેહેવાતા રે, છો મારા પિતુ માતા; તુમ દરસને સુખ સાતા, ગુણીજન ગુણો ગાતા, દાતા મોક્ષતણા રે ॥ ગુરૂજી ૦ ॥ ૧ ॥ આજ કષ્ટ નષ્ટ થયુંછે રે, દુખ માહરૂં સર્વ ગયુંછે રે; મંગળ મૂખથી સાંભળિયું, મુજપાપ કર્મ સબ ટળિયું, દરસનનો લાભ પામ્યો. ખાંમી કાંઈ નવ રહો રે ॥ ગુરૂજી ૦ ॥ ૨ ॥ પંચ મહાવ્રત પાળે રે, વ્રતપાળી પાપ પખાળે રે; સમતાનાછે તે દરિઆ, મહા મુનિ ગુણે ભરિયા ; નવી ટોલી વાળા બાળક પ્રેમે શીશનમેરે ॥ ગુ૦ ॥ ૩ ॥



# અગાઉ ગ્રાહક થનાર સાહેબોના મુબારક નામ.

—0—

| નામ. | ગામ. | નકલ. |
|---|---|---|
| જૈન પ્રસારક સભા | ભાવનગર | ૨૦ |
| જૈન જ્ઞાનદીપક સભા | ઘોઘા | ૨૦ |
| જૈન જ્ઞાનવર્ધક સભા | ભાવનગર | ૧૧ |
| જૈન જ્ઞાનવર્ધક સભા (બીજી) | ,, | ૧૧ |
| શા૦ જગજીવન કસ્તુરચંદ | ,, | ૧૦ |
| શા૦ ત્રીકમ હાઉ | ,, | ૧૦ |
| શા૦ વીરચંદ નાગજી | ,, | ૧૦ |
| શા૦ દેવચંદ ખુશાલ | ,, | ૧૦ |
| જૈન સુધારક સભા | બોટાદ | ૧૦ |
| જૈન સુમેચ્છક સભા | લીંબડી | ૧૦ |
| શેઠ મણુલાલ મુલચંદ | ધોળેરા. | ૧૦ |
| ભાઈ તલકસી શાંકલચંદ | ,, | ૧૦ |
| ભાઈ જેઠાલાલ કાનજી | ,, | ૧૦ |
| ભાઈ લવજી હકમચંદ | ,, | ૧૦ |
| ભાઈ હરજીવન હીમચંદ | ,, | ૧૦ |
| ભાઈ લક્ષ્મીચંદ કરમચંદ | ,, | ૧૦ |
| ટોળીયા પુરૂષોત્તમ ઓધડ | ,, | ૧૦ |
| શા૦ લલુભાઈ લક્ષ્મીચંદ | ,, | ૧૦ |
| ભાઈ શાંકલચંદ સુંદરજી | ,, | ૧૦ |
| ભાઈ હરજીવન મુલચંદ | ,, | ૧૦ |
| ભાઈ દેવસી ડાયા | ,, | ૧૦ |
| શા૦ મગનલાલ શામજી | ભાવનગર | ૧૦ |
| શા૦ મગનલાલ હકમચંદ તરફથી | વીરમગામ | ૩૦ |
| પરચુટણ નકલો | | ૨૬૩ |
| | | ૫૩૫ |

# ક્ષમાપના.

---

આ અમારો પ્રથમ ને જલદી છપાવી બહાર પાડવાનો પ્રયત્ન હોવાથી, તેમાં મની દોષથી, કિંવા કરેકસન કરનારની ચૂકથી, અથવા હરકોઈ કારણથી, ચૂક માલમ પડે તો હંસ ચંચુવત્ ગુણજ્ઞ સજ્જનોએ માફ કરવું. ને ભુલચુકનું દુષ્કૃત મિથ્યા હજો! તથાસ્તુ.

ઝ૦ પ્ર૦

---

## આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી મળશે.

---

મુંબઇ—જૈન બુકસેલર શ્રાવક ભીમસીંહ માણકને ત્યાંથી. (ભાવનગર—ગાંધી દેવચંદ ચાંપસીની દુકાને અમારી પાંસેથી, તથા ઝવેરી ઠાકરસી પ્રાગજીની દુકાને ઝવેરી ભીમચંદ ધરમસી પાંસેથી, તથા છોટાલાલ હાજી પાસેથી રોકડી કીંમતે મળશે.

લા૦ ઝવેર પ્રભા.